# नृपमिलाप महोत्सव.

અખંડ પ્રૌઢ પ્રતાપ નામદાર ઇડરના મહારાજા
શ્રી સર કેશરીસિંહજી કે. સી. એસ. આઇ.
ના મેળાપ પ્રસંગની કવિતાઓ.



રચનાર

ગણપતરામ રાજારામ ભટ્ટ,
"પ્રતાપ નાટક," "લઘુભારત" આદિના કર્ત્તા.

અમદાવાદ—"આર્યોદય" પ્રેસ.

સંવત ૧૯૫૩; સને ૧૮૯૭.

# મહારાજાને આશિર્વાદ.

## છપયછંદ.

ઘો [1]પહેલો [2]ઘુતિ [3]દીર્ઘ, [4]બિજો અમૃતરસ આપો;
વર્ત્તો [5]ત્રીજો ભવન, કીર્તિ [6]ચોથો સ્થિર સ્થાપો;
[7]પંચમ ઘો નિજ જ્ઞાન, ફળો [8]છઠ્ઠો ભલિભાતે;
શોભો શુભ [9]સાતમો, [10]કિરિટમાંહે દિન રાતે;
એ રીતે સાતે સફળ હો, કેશરિસિંહ મહારાજને;
ગણપત [11]ખટ ફળજો ખાંતથી, ઇડરતણા આ રાજને. ૧
થાય અંત શું સહાય? મહજજન જે નવ હારે,
સાધે શું નર ચતુર? સાહસો કરિને ભારે;
નર નારીની પ્રીત ઉદયની વસ્તૂ શી છે?
સંત [12]સતત તપ કરી કહો મનથી શું ઇચ્છે?
આ [13]વેદપ્રશ્ન ઉત્તર અહીં, કેશરિસિંહ નૃપ સાધજો;

---

૧ પહેલો વાર રવિ. ૨ તેજ, પ્રકાશ. ૩ લાંબું. રવિ એટલે સૂર્યવાર પોતાનું લાંબુ તેજ આપો. ૪ બીજો સોમ એટલે ચંદ્રનો વાર અમૃતરસ આપો. ચંદ્રમાં અમૃત રહેલું છે. ૫ ત્રીજો મંગળવાર મહારાજાને ઘેર મંગળ વર્ત્તાવો. ૬ ચોથો બુધવાર કીર્તિ સ્થિર સ્થાપો. બુધ ડાહ્યા પુરુષોને પણ કહેછે, જે સારા રાજાઓની કીર્તિ વિસ્તારે છે. ૭ પાંચમો ગુરુવાર, દેવગુરુ બૃહસ્પતિનું જ્ઞાન આપો. ૮ છઠ્ઠો શુક્રવાર સારી રીતે ફળો, એટલે પોતાનું શુભ ફળ આપો. ૯ સાતમો શનિ મુકુટમાં શોભો. શનિ નામનું ઉમદું ઝવેર એ બીજો અર્થ. ૧૦ મુકુટ. ૧૧ છ ઋતુ. ૧૨ સતત-નિરંતર. ૧૩ વેદ પ્રશ્નઉત્તર-ચાર પ્રશ્નના ઉત્તર. એમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ અનુક્રમે છે, તે ચાર પુરુષાર્થ મહારાજા શ્રી સાધજો.

ગણુપત કહે ઇડરનરેંદ્રની કીર્તિ અચલ જગ વાધજો. ૨

(પ્રથમ દિવસ–સોમવાર, ચૈત્ર વદિ ૩૦, સંવત્ ૧૯૫૩; તા. ૧૩ મી એપ્રિલ, સન ૧૮૯૬.)

## સંવાદશ્રવણ.

### દોહરો.

આવિ ઇડરનૃપ આગળે, ઉચરૂં દિલની દાદ;
ગણુપતને કવિતાતણો, સંભળાવી સંવાદ. ૧

### છપ્પા.

અજર અમરરસ ભરી, શક્તિ હે સુણુ શુભ કવિતા,
તુજ ગતિ છે એહવી, ન પહોંચે ત્યાં સુર સવિતા;
જશ તેં લીધો જગત, ભગત તારા સુખ પામ્યા,
જશ તેના જુગ ચાર, પ્યાર પામીને જામ્યા;
વળિ તુજ ગુણુ પ્રીતે પારખી, તુજ ભક્તોને પોખિયા,
કીર્તિ તે અમર લઈ ગયા, શુભ કવિતાના શોખિયા. ૧
વિક્રમ ભોજ ભૂપાળ, તાહરા રસના પ્યાસી,
છે જગમાં જીવતા, થયા જો કે [1]દ્યો વાસી;
[2]ઇંદ્રજીત [3]પૃથિરાજ, સિંહુજવાસી [4]રખિદાસે,—
અમર નામ કર્યું અત્ર, વસી સુરલોક નિવાસે;
[5]ફાર્બસ પણુ નામ કરી ગયા, રસ ચાખી શુભ તાહરો,
બીજા કંઇ દેશ વિદેશના પોષક પ્રૌઢા [6]સાયરો. ૨
તુજ ભક્તોને તેંય, માન મોટપ બહુ આપ્યાં,
ધરા ધામ ધન દેઇ, કષ્ટ તેનાં સૌ કાપ્યાં;
જ્યાં જ્યાં તે પરવર્યાં, સર્યા તેના શુભ અર્થ,

---

૧ સ્વ[illegible]. ૨ કેશવ કવિનો પોષક રાજા. ૩ ચંદ કવિનો પોષક રાજા. ૪ શામળ કવિનો પોષક પટેલ. ૫ દલપતરામ કવિનો આશ્રયદાતા અંગ્રેજી અધિકારી. ૬ કવિઓ.

કર્યા હુનર તેમણે, જવા ના દીધા વ્યર્થ;
તો તું મુજને કહે આ ઘડી, વદિ શક્તિ સોહામણી,
મુજને કયમ હજી દબાવિયો, હરકત નાંખી શિર ઘણી. ૩
જોકે ઝાઝાં શાસ્ત્ર, કાવ્ય પ્રૌઢાં નથિ પેખ્યાં,
હરકતમાં રડવડી, દુઃખ દુનિયાનાં દેખ્યાં;
તોપણ પ્રીતિ કરી, ઠરી તું મુજ અંતરમાં,
તેથી જડતા ટળી, જેમ [1]મંતર વ્યંતરમાં;
હિંમત છે મુજને તાહરી, તું રક્ષક છે માહરી,
મનવાંછિત શુભ ફળદાયિની, નથિ કરતો હું [2]લાહરી. ૪
નામ ધારિ નિજ કવિ, હાલ બહુ જણ અહિં હાલે,
જોકે વિદ્વત વિરુદ્ધ કવિતું લેશ ન આલે;
તોપણ રહિ ટેકમાં, પાઘ વાંકી મૂકીને—
કહેછે "છૈયે કવિ", ભાંગ ભૂકી બૂકીને;
આથી હે શક્તિ તાહરે વજન પડયું ના આંહિ છે,
ખાજાં ને ભાજી એક મુલ થઈ ગયાં સૌ જ્યાંહિ છે. ૫
કેમ કરૂં કહે મને, સમો આવ્યો છે ખોટો,
સાચા ગુણના જાણ તણો દેખુંછું તોટો;
કયાં જઈને તાહરી ખુબી ખુલ્લી દર્શાવું ?
કયાં જઈને "સાબાશ" શબ્દ [3]વિદુના વર્ષાવું?
મુજને ગમ તેની ના પડે, શાણી શક્તિ આ સમે,
તું જેવી દેવી સેવતાં, દરિદ્ર કયમ મુજને દમે ? ! ૬
ઝવેરિ ત્યાં નહિ રત્ન, રત્ન ત્યાં નથી ઝવેરી,
તૃષિત ત્યહાં નહિ નીર, વીર ત્યાં ન મળે વેરી;
ભવન ત્યહાં નહિ દીપ, દીપ ત્યાં ભવન ન ભાસે,
સોકયો ત્યાં નહિ સંપ, લક્ષ્મી દાતાથી નાસે;
જ્યાં ધાંના ત્યાં પાના નહીં, પાના ત્યાં ધાના નહીં,

---

૧ મંત્ર. વ્યંતર એટલે ભૂત પ્રેતાદિમાં મંત્રનો પ્રવેશ થતાં ભાગી જાયછે, તેમ હે કવિતા, તું મારા અંતરમાં ઠરતાં મારી જડતા ટળી છે. ૨ ખડાઇ. ૩ વિદ્વાનોના.

ગણપત ત્યાં ગુણગ્રાહક નહીં, નહિ ગ્રાહક ગણપત તહીં. ૭
**કવિતા.**—રે મારા શુભ ભક્ત, રક્ત ના થા થઈ તાતો,
અડચણ બહુ આવતાં હઠીને ના અકળાતો;
પરાક્રમીને અમો, પીડમાં રાખું પે'લી,
દુખને ઊંડે કૂપ નાંખું અથવા હડસેલી;
દૃઢ મન સુખ દુખનો અનુભવી કરિને કીર્તિ દઉં અમો,
તુજને પણ ત્યમ કરવુંજ છે, માટે ગુણ નવ ધર તમો. ૮
હજિ વિરલા સંસાર કોક છે તારા દેશી,
જોકે નજરે પડે હજારો દંભી દ્વેષી;
તારાગણમાં જેમ તરે સામો શુભ ચંદર,
ત્યમ શોભે શુભ સુજ્ઞ, દેશિયો તારા અંદર;
જે ઇચ્છે હિત દેશીતણું, ચાહે શુભ ઉત્કર્ષતા,
કવિતાની વેલિ વધારવા વહાલ ધરીને વર્ષતા. ૯
જેણે લઘુવય માંહિ, પામિ કેળવણી પૂરી,
દર્શાવી શુભ [1]દીપ્તિ, દયા દાને અતિ શૂરી;
રણબંકા રાઠોડતણી જાતે ભલિ ભાતે,
સૂર્યવંશનું તેજ દાખ્યું ગુજરાતે જાતે;
મારી સહિયર [2]સાગરસુતા, તે કારણ સાચે સહી,
કવિઓની કદર કરાવવા, ઇડરગઢનૃપગૃહ રહી. ૧૦
ઇડરગઢનાં ગીત ગાય ગોરી ગુજરાતી,
તેના છે અધિપતિ, કીર્તિ જેની છતરાતી;
નામ કેશરીસિંહ, નરોમાં સિંહ સરીખા,
અરિના કેવળ કાળ, પ્રજાપ્રતિપાળ પરીખ્યા;
તેઓ આગળ ગુણ દાખિને, માણ મનોહર મોજને,
ગણપત ! કેશરિસિંહ ભાળતાં, ભાળિશ બીજા બોજને. ૧૧
રત્નાકર સેવતાં, રત્ન પામે કો વેળા,
કલ્પવૃક્ષ સેવતાં, વળે નર કેરી વેળા;
પણ [3]છિલ્લર સેવતાં, બગાસાં ખાયા કરશે,

૧ પ્રકાશ. ૨ લક્ષ્મી. ૩ ખાબોચિયાં.

બાવળતરુ સેવતાં, શૂળ વાગ્યે દુખ ધરશે;
માટે રત્નાકર સુરતરૂ જેવા નૃપને સેવવા,
છિલ્લરસમ બાવળરૂપથી દૂર રહી હરિ સેવવા. ૧૨
ઝાકળજળ ફળ કરી લેઇ ઘટ નહિ ભરાયે,
પ્રયત્ન મિથ્યા જાય, થાય ના કામ જરાયે;
પણ વર્ષાજળધાર માંહિ ઘટ ધરતાં આખો—
પળમાં સઘ ભરાય, તેમ સરવર પણ લાખો;
દાતા રાજા ધન સારખો, ઝાકળ બીજા જાણજે,
માટે બહુની આશા તજી, એક તણી ઉર આણજે. ૧૩
જાવું તેની પાસ, જેહ દાતા દિલ દરિયો,
દરિદ્રતાનો કાળ, પૂર્ણ સદ્‌ગુણનો ભરિયો;
પ્રસન્નતાથી કરે ન્યાલ પુરુષોને પોતે,
કોપે આણે કાળ, કારમા વૈરીનો તે;
તેવા પાસે વિણ પૂછતાં, નિજગુણને દર્શાવવા,
બીજા પાસે મનવૃત્તિને દેવી નહીં ભરાવવા. ૧૪
અફળ કોપ જેહનો, પ્રસનતા પણ છે તેવી,
તેને નવ કો ચહાય, [1]કલીબને કામિની જેવી;
તેવા પાસે કદી જીવ જાતાં નવ જાવું,
વખાણ મિથ્યા મથી તેહનું લેશ ન ગાવું;
જાચવું તો શૂરા રાયને, જે પ્રત્યક્ષજ દેવતા,
જાણી ફળ કિરપા કોપનું, બહુ જન જેને સેવતા. ૧૫
આશાપાશે પડી, ભાઇ ના જરા રિબાવું,
નિરાશ ઘોડીપરે સ્વાર સારી રીત થાવું;
તેજ ભણ્યો તે ગણ્યો, સુણ્યો સૌ સારજ તેણે,
આશા મૂકી પૂઠ, નિરાશા પકડી જેણે;
માટે ન ખેદ ખાડે પડી, હિંમત મૂકી હારવું,
આપત્તિ ઝટકા ઝીલવા ધીરજબખતર ધારવું. ૧૬
(બીજે દિવસ—મંગળવાર, વૈશાખ શુદિ ૧; તા. ૧લી એપ્રિલ)

૧ બ્યંડળને.

# નૃપ પ્રશંસા.

## દોહરા.

મહાશંકર*કવિ સમિરથી, ઇડરનૃપકમળવાસ—
પામી ગણપતભ્રમરનું મન હરખ્યું નિજવાસ. ૧
પ્રેમ વધ્યો એથી ઘણો, મળવાને મહારાજ;
આવ્યો ઉલટ ધરી અહીં, દર્શન કરવા કાજ. ૨
સમાજમાં શુભ કીર્તિની-પ્રતિમા પેખું આજ;
સૂર્યવંશ અવતંસ શુભ કેશરિસિંહ મહારાજ. ૩

## ઝૂલણા છંદ.

ઉદધિ આનંદનો આજ ઉછળ્યો હદે,
કેશરીસિંહ નૃપને નિહાળી;
જેમ શશિ પૂર્ણને પેખતાં નદિપતી,
ઊલટે ઉદક ઉરનાં ઉછાળી;
નમ્રતાનૂર નયનો થકી વર્ષતું,
ચપળતા ચળકતી ચારુ તેવી;
જેમ શશિથી સુધા ઝરતું સુખશાંતિકર,
શુભ કળા ઝળતી જોઉં તેવી. ૪
છે વશીકરણ જેની રૂડી વાણમાં,
ઘ્રાણ ગુણગંધની છે કસોટી;
અદલ કાંટા કરણ છેજ અધિપતિતણા,
ભાલમાં ભાગ્યની રેખ મોટી;
પ્રવિણતાતેજથી વદન વિલસી રહ્યું,
વિનય વિવેક જે માંહિ ઝળકે;
કાંતિ સુખ શાંતિની કોરથી નિરખતાં,
ચતુરનાં ચિત્ત તત્કાળ ચળકે. ૫
લાખને પાળવા, તેમ દુખ ટાળવા,

તત્વ જેમાંહિ સ્થિર થઇ ઠર્યુંછે;
રાજ્યનો રથ ચલાવા રૂડી રીત,
શુભ નિયમપથકામ ખાસું કર્યુંછે;
વીશી પ્રથમેજ વિકસી ગુણો વિસ્તર્યા,
નિજ પ્રકાશે નરોનેત્ર ખોલ્યાં;
દાબ દિલ ઘુવડ જેવા જનોને પડ્યો,
ચતુર ચકવાતણાં ચિત્ત ડોલ્યાં. ૬
ઊગતા સૂર્યની દીપ્તિ ભાસે ભલી,
સૃષ્ટિ સૌન્દર્ય શણગાર જે છે;
તેમ નૃપ કેશરીસિંહગુણની પ્રભા,
આ સભાતેજનું હેજ તે છે;
રત્નની માલિકામાંહિ પારસમણી,
અજબ શોભા અહો! આંખ લાવે;
તેમ નરરત્નમંડળ વિષે નૃપમણી,
આજ ગણપત્તની આંખ આવે. ૭
એથિ મન મગ્ન થઇ દેઉં આશિષ શુભ,
કેશરીસિંહને પ્રેમ આણી;
પાંચ પુત્રો ભલા પામજો ભૂપતિ,
સફળ કરજો વિભો વિપ્રવાણી;
ધર્મ ભીમ પાર્થ ને નકુળ સહદેવશા,
જન્મ જો ઇડરનૃપઘેર કુંવરો;
વંશવિસ્તાર શુભ કીર્તિ પ્રસ્તારનો-
થાઓ સ્તુતિ ગાય જે નીજ અમરો. ૮

(ત્રીજો દિવસ-બુધવાર, વૈશાખ શુદિ ૨. ઉપરની કવિતા સંભળાવી. ચોથો દિવસ ગુરુવાર વૈ. શુ. ૩ અક્ષય આશિર્વાદ આપ્યો. પાંચમો દિવસ શુક્રવારે [illegible] કહી. છઠ્ઠો દિવસ શનિવારે દ્રૌપદી-[illegible] સંભળાવી.)

# विष्णुना दश अवतार विषे प्रार्थना.

पद.

" नाथ कैसे गजको बंध छोडायो, "

ए ढाळमां गावानुं.

अहो श्रीजी मागुं में भक्ती तुमारी, टेक.

मच्छावतार धरी के मोहन,
शंखासुर बिदारी,—
वेद दिये ब्रह्माकुं परब्रह्म,--
दीनो कार्य सुधारी. अहो० १

कच्छावतार धरी सागर मथि,
चौदा रत्न निकारी,—
अमृत देवलोकनकुं दीनो,
बहु तोरी बलिहारी. अहो० २

धारी धरा धरनीधर दंत पें,
वराहरुप मोरारी,
रसाताल जाती सब सृष्टी,
लीनी नाथ उगारी. अहो० ३

भक्त प्रल्हादकी सहाय करी हरि,
नरसिंहरूपकुं धारी,
हिरण्यकश्यपु नखसें बिदार...
भक्तवत्सल भयहारी. ...

वामन रुप धरी के विश्वंभर,
भयहरि ंद्रको भारी,-
बलिकुं छलि पाताल रख्यो,
गति हे तुम नरहरि न्यारी! अहो० ५
परसूराम भये परसूधर,
अतुलित बळ जयकारी,
छत्रियमद रद कीन, न छत्रीय-
किय भुमि एकीसवारी. अहो० ६
रावन दुष्टकी जडकुं निकारन,
दशरथ घर दुखाहरी,
कैसल्या के उदरसे प्रगटे,
रामजी जगसुखकारी. अहो० ७
कंसको किय विध्वंस, पूतना-
पयपान करिके मारी,
कृष्णावतार धरी के केसव,
बहु लीला बिस्तारी, अहो० ८
बुद्धावतार धर्यो हे श्रीजी,
कलिको समय बिचारी,
मैं भक्तकी भक्ती,
धारी. अहो० ९

**कल्कीरूप धरोगे कलीहर,**
**हे हरि विश्वविहारी,**
**पापसे पृथ्वी मुक्त करोगे,**
**केसरिसिंह चित्त ठारी. अहो० १०**

(આઠમો દિવસ—સોમવાર, વૈ. શુ. ૭, ઉપરની કવિતા સંભળાવી. મહારાજા કેશરીસિંહજી વિષ્ણુભગવાનના પરમ ભક્ત છે; માટે તેમને નિલોપાસના માટે ઉપરની કવિતા છેલ્લે દિવસે ભેટ કરી હતી.)

---

**દોહરો.**

નરવર કેશરિસિંહનો-મિલાપ આ સંસાર,—
છે કવિઓ ઉર ઉપજવા, કાવ્યામૃત ઉદ્દગાર. ૧
પૂર્ણ ચંદ્રને પેખીને, ચકોર હરખે ચિત્ત;
સમ કેશરિ નૃપ દેખિને, કવિઉર પ્રગટે પ્રીત. ૨
ભક્ત પરમ ભગવાનના, કેશરિસિંહ ઉદાર,—
દીસે છે દુનિયા વિષે, કવિમુખના શણગાર. ૩
ખટ રિપુ જીતી જશ લઈ, કેશરિસિંહજી શૂર—
વિલસે છે આ વિશ્વમાં, નરપતિ નિર્મળ નૂર. ૪
જશ પામો જીવો ઘણું, નૃપકેસરિ ગુણગ્રામ;
કોડ પુરો કવિઓ તણા, કહે દ્વિજ ગણપતરામ. ૫